

# શ્રી હિન્દુ અનાથાશ્રમ—નડીઆદ.

---

## વિદ્યાસાગર અને વિનોદસાગરનો સંવાદ.

(ડૉ.—મંજુલાલ નંદલાલ દેસાઈ
એમની આજ્ઞાથી

છપાવી પ્રસિદ્ધ કરનાર—હિન્દુ અનાથાશ્રમ—નડીઆદ.

પ્રત. ૨૦૦. સં. ૧૯૮૨.

મૂલ્ય. ૦-૨-૦

હિન્દુ અનાથાશ્રમ પ્રિન્ટીંગ પ્રેસમાં છાપ્યો.

# શ્રી હિન્દુ અનાથાશ્રમ—નડીઆદ.

## વિદ્યાસાગર અને વિનોદસાગરનો સંવાદ.

પાત્રો:—સુત્રધાર, ખેડુત, વિદ્યાસાગર, વિનોદસાગર, વનુ.

સ્થળ:—ધર્મશાળા.

સુત્રધાર—અદ્‌ભૂત રચના તારી, વિભૂ અદ્‌ભૂત રચના તારી.
જગ માગણ તારણ તું પ્રાણી માત્રનો તું આધાર;
શરણાગત છે સર્વ મોઝાર—અદ્‌ભૂત રચના તારી.
પૃથ્વિ પાણી તેજ વાયુ સર્વનો તું આધાર—અદ્‌ભૂત૦

બાળકો—કોણ જાણતું હતું, અનાથાશ્રમ અહીંયાં થાશે;
અનાથાશ્રમ અહીંયાં થાશે.
ઉજ્જડ ખતરો માહી, મકાનો સુંદર બંધાશે;
મકાનો સુંદર બંધાશે.
પ્રભુતા અહીંયાં રેલાશે, નાક નટપુરનું કહેવાશે—કોણ૦
માટી ચુનો પત્થર થકી જો કે ઇમારત છે બની,
પણ કર્મવીર શ્રમ જલ થકી તેની દીવાલો છે ચણી.
પાયો પુર્યો પુરૂષાર્થથી શ્રદ્ધા પ્રભુમાં દઢ કરી,
તો જીવતી ને જાગતી જુઓ ઇમારત આ રહી—કોણ૦
ઇલ્મ નથી જાદુ નથી પુરૂષાર્થ ને પ્રભુ સહાયથી,
કર્તવ્ય પંથે ઘુમતાં ઉત્સાહ ને વળી ખંતથી.
નિઃસ્વાર્થ સેવા જે કરે અંતે પ્રભુ તેને ફળે,
દૃષ્ટિ સમીપ જે આપણી આ—શ્રમ તણું દૃષ્ટાંત છે—કોણ૦

ખેડુત—ગરીબની ઝુંપડીમાં પ્રભુ વસતો ( ૨ )

નિર્દોષ નિખાલસ ગરીબ હૃદયની ભાવપૂર્ણ આજીજી જે
મીઠી મીઠી લાગે પ્રભુને જેમ વિદુરની ભાજી
ગરિબના અંતરમાં પ્રભુ વસતો
ત્યાં ભરી દિવ્ય પ્રકાશ વિલસતો—ગરીબની૦

હે દિનાનાથ, હે ભગવાન, દુષ્કાળને લીધે અમારાં ખેતરો ખેડાઈ ગયાં, ઘરબાર વેચાઈ ગયાં, ઢોરઢાંખ મરી ગયાં, અને આખરે આ ધર્મશાળામાં આવી રહેવું પડયું; તોપણ અમારા દુઃખનો અંત આવતો નથી. હે નાથ!

જે ખેડુતો ખેતી કરી આખા જગતને પાળતા,
તે ખેડુતો કણ કણ વીણીને આજ અહીંયાં કકળતા.
ખેતી આબાદાન તો આ દેશ આબાદાન છે,
ખેડુત આબાદાન તો આ દેશનું કલ્યાણ છે.

ખેતી એ દેશનું જીવન છે. જે ખેડુતો ખેતી કરી આખા જગતનું પાલન કરે છે, તે ખેડુતોને આજે ખાવાને ટુકડો રોટલો કે મુઠી અનાજ પણ નહિ! હે પ્રભુ, કેવી દુર્દશા!

રે રે બીચારી નર્મદા ભૂખથી મરી ગઇ બાપડી,
લાંઘા થયા દીન આઠના પણ કોળીઓ અન્ન ના મળી.
રે બાળ તેનો લાડકો માતા વિના ઝુરશે હવે,
સંભાળ એ બાળક તણી જગનાથ તું લેજે હવે.

રે રે બીચારી નર્મદા મરી ગઈ, તે છુટી ગઈ. બાળકનો બેલી ધણી પ્રભુ થશે. પણ તેનો છોકરો વનું અત્યારે ક્યાં ગયો હશે?

વિદ્યાસાગર—ભાઈ વિનોદસાગર, આપણે આ દુકાળીઆની ધર્મશાળા
આગળ આવી પહોંચ્યા.

વિનોદસાગર—હા ભાઈ વિદ્યાસાગર.

વિદ્યા:—ભાઇ વનુ, ક્યાં છે તારી માતા?

વનુ—પધારો દેવ એ મારા સૂતી આ માવડી મારી,
દુઃખી છે ભૂખના દર્દે ગરીબડી ગાવડી મારી.
અરેરે માડી એ મારી ઉઘાડી આંખ ખોલી જો,
પધાર્યા દેવ પ્રિતિથી મદદ કરવા દુઃખીને જો.
નથી કેમ બોલતી માડી ભૂખે થાકી શું ઉંઘી ગઈ,

વિદ્યા—અરે ભાઇ સદા માટે હવે તુજ માડી ઉંઘી ગઈ.
અહીં તું આવ એ ભાઈ ભલે માતા સુખે ઉંઘે,

વનુ—નહિ આવું નહિ આવું નર્મદા કેમ ના ઉઠે?
બધાં બાળક તણી માતા ઉંઘી જઇ રોજ ઉઠે છે,

વિદ્યા—પણ તુજ માવડીએ તો સમાધી ઘોર લીધી છે.

વનુ—અરેરે માવડી મારી હવે તો હું ચીડાઉં છું,
ચઢાવી રીસ ભરૂં બચકાં નયન અંગુલી ઘાલુંછું.

વિદ્યા—ચીઢાયે શું વળે ભાઇ મરી ગઇ માવડી તારી,
ફરી કો દી નહિ ઉઠે અરેરે માવડી તારી,

વનુ—મરી ગઈ માત એ મારી રઝળતાં બાળ મુકીને,
વનુ તારે વિયોગે આ મરે છે શીર અફાળીને.
હવે કો બોકીઓ કરશી લડાવે લાડ કો મીઠાં,
અરેરે માત તું મરતાં થયાં આ બાળુડાં સોંઘાં.

હવે સંભાળ કો લેશે, દબાવી છાતીથી પ્રેમે,.
વિદ્યા—પ્રભુ સંભાળ તો લેશે, કુશળ રાખો તને ક્ષેમે.
ભાઇ આમ આવ, રડીશ નહિ, હું તને મારી સાથે લઈ જઈશ સારૂ સારૂ ખાવાનું આપીશ અને ભણાવીશ.

ખેડુત—ધન્ય છે બાપલા.

વિદ્યા—ભાઈ આ બધાં માણસો દુકાળીઆં છે કે?

ખેડુત—હા બાપલા.

આ ડોસો રડતો આંધળો ઘસી ટાંટીયાને તરફડે,
અન્ન વિણુ મોંઘા પ્રાણુ તેના મરણુ કાંઇ રડવડે.

વિદ્યા—હે નાથ, હે પ્રભુ શાંતિ કરો.

ખેડુત—સુતી પણે છે વિધવા કંગાલ પ્રસૂતી હાલમાં,
પ્રસવેલ મોંઘું બાળ તે મરી છે ગયું ધાવણુ વિના.

વિદ્યા—હે પ્રભુ કેવી દુર્દશા!

ખેડુત—આ બાળકો માબાપ વિણુ ભુખે મરી, મરી જાય છે,
દુષ્કાળ કાળ કરાળ મારૂં લોહી ચુસી ખાય છે.

વિદ્યા—હે નાથ શાંતિ કરો.

દેખી કરૂણુ આ ચિત્ર મારૂં હૃદય પીગળી જાય છે,
ગમગીન થઇ કુદરત બધી આ શોક માંહી છવાય છે,
આ તારલા આકાશના દુઃખીના દુઃખે ડુબી રહ્યા
આ ચંદ્રમા નીજ કર વતી અશ્રુ દુઃખીનાં લુંછતા.
આ ઘોર કાળી રાત્રી તે વધુ ઘોર થઇ દુઃખથી અરે,
અશ્રુ રેડી તારલાના જગ દુઃખ કાજે જો રડે.

ખોળે લઇ નીજ બાળને ધરતી બધી ધ્રુજી રહી,
દુષ્કાળનાં દુઃખ જોઇને કુદરત બધી કંપી રહી.
સરવર નદી તરૂ પ્હાડ સૌ રડતાં જગતના દુઃખથી,
પણ હિંદના શ્રીમાન સૌ ઘોરે નીરાંતે ઉંઘથી.
ઓ હિંદના શ્રીમાનો આંખો ખોલીને જુઓ હવે,
તમ દષ્ટિ આગળ બાળ મોંઘાં ભરતનાં આ ટળવળે,
નીજ બંધુના દુઃખ જોઇને કંપારી કેમ ન છુટતી.

આ વજ્ર સમ છાતી તમારી કેમ ના ફાટી જતી.

વિનોદ—ભાઈ, હિંદના શ્રીમાનોને ગરીબોની શી પડી છે. તેમને તો મોટરોમાં સહેલ કરવા છે, અને બંગલાઓમાં મોજ ઉડાવવી છે.

વિદ્યા:—કિરતારના દરબારમાં નવ કોઇ એમજ પુછશે
કે બંગલાઓ કેટલા મોટર ગાડી કેટલી
પણ કેટલા દુઃખી જનોને દુઃખથી ઉગારીઆ
કેટલા ભૂખ્યા જનોને ભૂખથી છે ઠારીઆ

નવ પૂછશે કે હાર હીરા મોતીમાળા કેટલી
નવ પૂછશે કે બેંકમાં થાપણુ જમે છે કેટલી
પણ પૂછશે કે કેટલાં કામો ભલાઇનાં કર્યાં
કુવા ખોદાવ્યા કેટલા મંડાવી પરબો કેટલી
રંક બાળક કેટલાં આશ્રય દઇને પાળીઆં
તવ દ્રવ્યથી નિશાળ ઔષધશાળા કયાં કયાં કાઢીઆં

વિનોદ—ભાઇ આ દેશમાં તો લોકો કીડી મંકોડીને જીવાડે છે, ચકલા કબુતરને દાણા નાખે છે, નાના જીવોને પાળે છે, અને મોટા

જીવોને મરવા દે છે. ખાળે કુચા દેછે, અને દરવાજા ઉઘાડા મૂકેછે.

વિદ્ય:—હું હિંદના શ્રીમાનો—

તમારા દાનનાં ઝરણાં વહે છે માર્ગ અવળે તે,
કમી કરવા બદલ બીજા નવાં દુઃખો ઉમેરે છે.
તમારા દાનથી અન્નમગ્ન લફંગા સાધુ પોષાયે,
થઇ આળસ તણી વૃદ્ધિ દરિદ્રિ દેશ આ થાયે.
હવે તે દાનનાં ઝરણાં અનુકુળ ક્ષેત્રમાં વાળો.
જમાનો જેમ બદલાયો સુધારો દાનનો ધારો.
સડેલા રોગીઓ માટે દવાખાનાં ઉઘાડો ને,
નિરાશ્રીત વિધવા માટે વનિતાશ્રમ સ્થાપોને.
અશક્તો ને અપંગો કાજ અશક્તાશ્રમ કાઢોને,
રઝળતાં બાળકો માટે અનાથાશ્રમ ઉઘાડોને.

વિનોદ—ભાઈ-શ્રીમાનો તો લાડી, વાડી અને ગાડીમાં મશગુલ છે.
તેઓ લોકહિતનાં કામ કરે એ આશા રાખવી નકામી છે.
આપ મુઆ વિના સ્વર્ગે જવાતું નથી.

વિદ્યા—ભાઈ, હું પારકી આશા રાખતો નથી. હું જાતે મરીનેજ
સ્વર્ગમાં જઈશ અને મારાં દુઃખી ભાંડુઓને સાથે લઇ જઈશ.
આજે સમી વૃક્ષેથી લઈ આયુધ પાંડવ રણ ઘુમ્યા,
આજે રઘુપતિ રણથકી વિજય કરી પાછા વળ્યા.
આજે દશેરા દીન છે, મંગળ વિજયનું ચિન્હ છે,
તે દીનના શુભ મુહૂર્તે સ્વીકારૈછું જન સેવના.
કફની ધરૂં જગ પ્રેમની ઝોળી લઉં દીન દુઃખની,

ઘર ઘર ફરી અહલેક જગવું ભીખ માગું પ્રેમથી.
પણ કો રીતે મુજ બંધુ કેરાં દુઃખ હું ઓછાં કરૂં,
આશ્રમ અનાથ નિભાવવા આજે પ્રતિજ્ઞા હું કરૂં.

ખેડુત—વાહ વાહ ધન્ય છે પરદુઃખભંજન કર્મવીરને.
સફળ હોજો સફળ હોજો પ્રતિજ્ઞા આ તમારી જે,
પ્રભુ તમ અંતરે વસજો સદા આશિષ અમારી છે.

ખેડુત-વનુ-બાળક—વિદ્યાનો સાગર ઉછળે આ વિશ્વમાતને ખોળે,
જગ રસબસ કરી તરબોળે—મોઘા મોતીની છોળે—વિદ્યાનો૦
તુજ દિવ્ય મંજુલ ગાનની મધુ બંસરી લલકારજે,
અમ દેશ બંધુ ઉરમાં રસ ચેતના ચમકાવજે—વિદ્યાનો૦
તુજ શીતળ સુખકર લહેરથી દીન દુઃખીઆને ઠારજે,
છાની સરીસાં ચાંપીને દીન કુસુમને વિકસાવજે—વિદ્યાનો૦
તુજ ઘોર ઘુઘવાટે સખા ઘુ ઘુ કરીને ઘુઘવજે,
મોજાં પ્રચંડ ઉછાળીને, આ દેશને તું જગવજે—વિદ્યાનો૦

વિનોદ—ભાઈ, આવી પ્રતિજ્ઞા લેવાથી દુષ્કાળનું પૂર તમારૂં ખાળ્યું ખળવાનું નથી.
માટી મુઠી ભરી નાખતાં ખળાશે કદીના પૂર એ,
ગાડાં ભરી ભરી ઠાલવ્યા જેને રોકવું આ પૂર છે:
દુષ્કાળ અગ્નિ સળગતા, શી રીતે ઠંડા પાડશો—
આભ ફાટયું ત્યાં સખા શી રીતે થીંગડું મારશો.

ભાઈ દુષ્કાળની જ્વાળા આખા દેશમાં સળગી રહી છે. હજારો મનુષ્યો ત્રાહ ત્રાહ પોકારે છે. હજારો માતાઓ પોતાના કુમળા

બાળકોને પરધર્મીઓને વેચે છે. હજારો નિરાધાર અનાથ બાળકો ઘરબાર વિના રખડે છે.

વિદ્યા—હે પ્રભુ મારા દેશની શી દશા!

જે હિંદુસ્તાન દુનીઆનો કળર્દુપ બગીચો કહેવાય છે, તેમાં દુષ્કાળ ઉપર દુષ્કાળ, પ્લેગ ઉપર પ્લેગ, આફત ઉપર આફત, હે નાથ હવે તો શાંતિ કર, ક્ષમા કર!

વિનોદ—ગુન્હેગારોને ક્ષમા થઇ શકે નહિ.

ઈશ્વરતણા દરબારમાં નિત્યે અદલ ઇન્સાફ છે,
કરવું તેવુ પામવું, કુદરત તણો એ ન્યાય છે.
ઈન્સાફના મંદિરમાં, ના ક્ષમા કેરૂં સ્થાન છે,
પાપીને શિક્ષા આપવી, એ ન્યાયનો સિદ્ધાંત છે.

વિદ્યા—હરિ, હરિ!

વિનોદ—ભાઇ તમો તો સમજુ વિદ્વાન છો. જરા ઉંડા ઉતરી વિચાર કરો કે,—

જ્યાં સાધવી સતી નારીનાં શીયળ ટકે વેચાય છે,
જ્યાં દીકરીના દામ લઈ પાપી પિતા મલકાય છે.
જ્યાં દીન ઉગે દીકરીઓ દુધ પીતી થાય છે,
તેના રૂધીરથી દેશ મારો આ બધો છંટાય છે.
જ્યાં દુઃખની વિધવા તણી હાય જ્વાલા ઉઠતી,
લગ્નની તલવારથી જ્યાં કતલ બાળકની થતી.
લક્ષ્મી સમી જે દીકરી તે મૂળ દુઃખનું થાય છે,
સ્નેહ પ્રતિમા સુન્દરીની બુદ્ધિ પાણીમાં ન્હાય છે.

જ્યાં ધર્મના આચાર્ય સૌ વિસરી જઇ નીજ ધર્મને,
પુત્રી સમી શિષ્યાઓ સાથે કરતા કાળાં કર્મને.
મશગુલ થઈ દિનરાત વાડી ગાડીમાં ફરતા ફરે,
પોતે ડુબેલા દુઃખમાં બીજાને શું તારી શકે.

જ્યાં ચીનના સાહુકાર ને કંઈ ફાંસીઆ ઉજળા ઠગો,
શેર કંપની કહાડી તાગડધીન પર પૈસે કરે.
ધોળે દિને લુટે પ્રજા ચુસે રૂધિર નિજ બંધુનાં,
શી રીતે સારૂં થાય ગરદન કાપતા ભાઈ ભાઈ જ્યાં.

તે દેશ ઉપર હે સખા પ્રભુ કોપ કેમ ન ઉતરે,
દુષ્કાળ અગ્નિ પ્લેગને જળ પ્રલય કેમ ન ઉછળે.
હું તો કહું છું હે સખા આફત ઉપર આફત પડો,
દુષ્કાળની આ જ્વાળમાં છો દેશ આખો સળગતો.

વિદ્યા—ભાઇ, હાલ તો આખા દેશમાં દુષ્કાળની જ્વાળા સળગી રહી છે, તેમાં આપણાથી જેટલું પાણી છંટાય તેટલું છાંટવાનું છે, અને બને તેટલા દુઃખી મનુષ્યોને દુઃખમાંથી બચાવવાના છે.

કેવું સખા કર્તવ્યક્ષેત્ર વિશાળ ખુલ્લું થાય છે.

ખેડુત—એ કર્મક્ષેત્રે ઘુમનારા સ્વર્ગે અંતે જાય છે.

વિનોદ—ભાઈ આપણે સંસારી માણસને આવી પ્રતિજ્ઞા લેવી કેમ પાલવે.

ગૃહ સેવના વિસારીને તમે જગ સેવના સાધી,
કહો આશ્રમ થશે તે કેમ વળગશે લગ્ન ઉપાધી.
સરીતના પ્રેમમાં ઘેલા થઇ રસબસ તમે રહેશો,
લગન થતાં મગન થઇને જગતનાં દુઃખ ભુલી જાશો.

વિદ્યા—ભાઇ, આમ શું બોલોછો.

આશ્રમ અનાથનું જ્યાં સુધી સ્થાપીત નવ થાયે સખા,
કરૂં લગ્ન ના હું ત્યાં સુધી એ બીજી છે મમ પ્રતિજ્ઞા.

વિનોદ—દુષ્કર આવું ઘોર પણ લેતાં જરા વિચાર કર,
સરિતા બિચારી બાપડી ઝુરશે જરા વિચાર કર.

વિદ્યા—વિચાર સઘળા સોંપીઆ છે જગતના મેં નાથને,
માનવી શું કરી શકે જ્યાં બાજી એને હાથ છે.
હાલતો બેહાલ થઈ કંગાલ થઇને રખડતું,
ઘર ઘર ફરી અહલેક જગવું ભીખ માગું પ્રેમથી.

ભાઈ વિનોદસાગર, હાલતો આપણે આ દુકાળીઆઓને ઠેકાણે પાડવા જોઇએ. આ આંધળા ડોસાને જામનગરના અશક્તાશ્રમમાં મોકલાવો, આ કુલીન વિધવાને સુરતના વનિતા વિશ્રામમાં મોકલાવો, અને આ માબાપ વગરનાં અનાથ ભૂખે મરતાં નિરાધાર બાળકોને ઉદારચરિત દાતાઓની કૃપાથી નભંતા નડીઆદ હિન્દુ અનાથાશ્રમમાં મોકલાવો. અને ભાઈ તું મારી સાથે ચાલ.

બેઠુત-વનુ-બાળક—આ કર્મવીર કાર્યમાં પ્રભુ કરજે કરજે (૨)
આ વિપુલ બાહુમાં અજબ શક્તિ ભરજે ભરજે (૨)

જે પરના દુઃખે દાઝે, જે પરના દુઃખે લાજે;
એવા વીરલા નર આજે, એમ પીઠ થાબડી ગાજે—આ કર્મ૦

વિદ્યા—ભરત માતનાં દીન બાલુડાં આવો ભેટો વ્હાલાં,
તમ વદન કમળનાં લલીત આંસુડાં(૨)આવો લુછું કાલાં—આ કર્મ૦

વિદ્યા—તમ દુઃખ શ્રવણથી હૃદય પીગળી અશ્રુધારા ટપકે,
આવો ભેટો વ્હાલાં મારાં (૨) વિશ્વ પ્રેમને ખળકે—આ કર્મ૦

ખેડુત-વનુ-બાળક—

જે આતમ સમર્પણ કરતા, મરતા પણ નવ કદી ડરતા;
વીર હાકે ધરા ધ્રુજવતા, ગદગદ કંઠે અહીં રડતા—આ કર્મ૦



# સંગીત.

## ભૂપાલી ત્રિતાલ.

ગા ઈ એ ગ ણ પ તિ . જ ગ વં દ ન
સા ધ પ ગ રી સા રી ગ ગ પ ગ ગ
શં ક ર સુ વ ન ભ વા – ની નં – દ ન
ગ ગ રી ગ પ ધ સા ધ સા સા ધ સા ધ પ—ગાઈએ૦

### અંતરો.

સિ દ્ધિ સ દ ન ગ જ વ દ ન વિ ના ય ક
ગ પ ધ સા સા સા સા સા રી ગ રી સા રી સા
કૃ પા સિં ધુ સું દ ર સ બ લા ય ક
ધ સા ધ ધ પ ધ સા ધ પ રી સા સા—ગાઈએ૦
મોદક પ્રિય મુદ મંગલ દાતા. ગ પ ધ૦
વિદ્યા વારિધી બુદ્ધિ વિધાતા. ધ સા ધ૦ ગાઈએ૦
માંગત તુલસીદા—સ કર જો–રે, ગ પ ધ૦
બસે રામસિય મા—ન સ મોરે, ધ સા ધ૦ ગાઈએ૦

### કલ્યાણ.

લં બો દ ર ગિ રિ જા નં...... દ ના
સા રી ગ રી સા રી સા ની ધ ની ધ ની સા
પૂ ર્ણ ક રો મ ન કા ...... મ ના ...
સા સા રી ગ ગ રી ગ મ પ રી ગ રી સા ની—લંબોદર૦
હે મ ન ભા વ ન ત ત્પ દ સે વ ન ...
ગ ગ ગ મ પ પ પ ધ ધ ની ધ મ પ
વિ દ્યા દા વી ગ જા ન ના ... ...
ગ ગ ગ ગ રી ગ ધ મ પ ગ રી સા ની—લંબોદર૦

## સ્વાગત.

અમો પર અતિ થયો અહેશાન પધાર્યા ભલે ભલા મહેમાન.
અનાથો શું દે આદરમાન—પધાર્યા૦

દીઠા ત્યાંથી દિવ્ય દષ્ટિએ અમે વધાવ્યા આપ,
પ્રીછીને પ્રાણેથી પોકર્યા જપના તવ જય જાપ—અનાથો૦

પુણ્યશ્લોકિ તવ પદ રજ સ્પર્શે અમ આશ્રમ સોહાગ,
ભાગ્યોદયની અનુપમ આશા સફળ થઇ સમજાય—અનાથો૦

અર્પણ કરવા યોગ્ય સાધનો અન્ય નથી અમ પાસ,
પુષ્પાંજલિથી પ્રાણ પાથર્યા લ્યો સ્વીકારી ખાસ—અનાથો૦

અન્નદાન, વસ્ત્રદાન, વિદ્યાદાન, ગૌદાન, પ્રાણદાન, 'ધર્મદા'
વગેરે સર્વ પ્રકારનાં દાન આપવાનું સુપાત્ર સ્થાન

# હિન્દુ અનાથાશ્રમ—નડીઆદ.

આ આશ્રમમાં હિન્દુ જાતીનાં તદન નિરાધાર અનાથ બાલક બાલિકાઓ, અપંગો, અશકતો વગેરે દોઢસો પોણાબસોનું પાલનપોષણ કરી, અને તેને કેળવણી ધંધાદારી કરી સ્વાશ્રયી બનાવાય છે.

એક દિવસનું ખર્ચ રૂ. ૭૫ ) જેટલું થાય છે. અને ઉપજથી ખર્ચ પુરૂં થતું નથી, તેથી કાયમ ફંડ પણ ન છુટકે વપરાયું છે. દરેક જાતનાં શરતી અને બીન શરતી દાન લેવાય છે. પેટીમાં ન નાખેલાં દરેક દાનની પાવતી આપવામાં આવે છે.

તમો પણ તમારાથી બનતી ફુલપાંખડી રૂપે પ્રભુ તમને જે પ્રેરણા કરે તે રકમ આશ્રમમાં દા આપી પરભવનું ભાથું બાંધી લેશો.

લી૦

દેસાઈ વલ્લભભાઈ હાથીભાઈ વકી
ઓનરરી સેક્રેટરી—હિન્દુ અનાથાશ્રમ-નડીઆદ